# સત્સંગ ઉપદેશ.

રચનાર,


અલુદાસ સાહેબજી.

મુ. કોલવડા, તા. વીજાપુર.



પ્રસિદ્ધ કરનાર,

દેસાઇ રણછોડદાસ જીભાઇ.

ઠે. રાયપુર દરવાજા બહાર ન્યુ કોટન મીલ
સામે હોટલમાં—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. સને ૧૯૧૮. પ્રત ૫૦૦.

કીંમત રૂ. ૦-૧-૦.

# સત્સંગ ઉપદેશ

---

મહેરબાન સાહેબો અને ધાર્મીક ભાઈઓ ! આપણા ઇષ્ટ ગુરૂ ઇષ્ટદેવ સંતસાહેબ ગુરૂ સાહેબ જેને આપણે સતપુરૂષ કહીએ તો ચાલે એમ છે. કારણ કે જેમ દુધમાં અગર ઘૃતમાં ભીન્નતા નથી. તેમ ગુરૂ કબીર સાહેબમાં અને સતપુરૂષમાં ભીન્નતા છે નહીં એવા આપણા કબીર સાહેબે કેવાં કેવાં કામો કરેલાં છે? જુઓ કમાલ સાહેબને કબરમાંથી જીવતા કરી બહાર કાઢયા. વળી કમાલીબાઈનું મુડદું જીવતુ કરી અનેક પ્રકારના ચમત્કાર બતાવી જગતના કુટીલ જીવોને જ્ઞાન બોધ આપી સતલોકની સીડી પર ચડાવી દીધા. વળી શેખ ફરીદ જેવા મહાત્મા કુવામાં લટકી પોતાના પ્રેમ ભાવથી સાહેબની ભક્તિ કરી તો પોતે હાલ હજુર આવી દર્શન દેઈને તેના અનેક પ્રકારના સંચીત કર્મને દુર કરીને પોતાનો હંસ જાણી તારી લીધો. બીજું કોઇ બાદશાહે કબીર સાહેબની પરીક્ષા માટે એક પથ્થ-રનું નાવ બનાવી તેમને બેસાડયા, બેસાડતાં નાવ તરતજ ડુબી જતાં કબીર સાહેબ પાણી પર બેસી ભજન કરવા લાગ્યા ત્યારે લોકે બાદશાહને કહ્યું કે કબીર બહુજોર છે

માટે કંઇ બીજી પરીક્ષા કરો, ત્યારે બાદશાહે ઘાસની કોટડી બનાવી કબીર સાહેબને અંદર બેસાડી કોટડી બાળી મુકી છતાં કબીરસાહેબ ન બળતાં સભામાં બીરાજમાન થએલા જોઇ બાદશાહ પગે પડયો તે છતાં બાદશાહને કોઇએ ભરમાયા ત્યારે કબીર સાહેબને ફરીથી બોલાવી હાથીના પગે બાંધવા હુકમ કર્યો. ત્યારે હાથીને દારૂ પાઇ ગાંડો કરી સાહેબના ઉપર ચલાવવા હુકમ કર્યો ત્યારે હાથી ન ચાલતાં એક મોટો ભયંકર વાઘ જોવામાં આવ્યો. તે દેખી બાદશાહ ક્રોધાયમાન થઇ માવતને કહેવા લાગ્યા કે ચલાવ અને કબીરને મારી નાખ માવત બોલ્યો, મહારાજ! હું શું ચલાવું એક મોટો વાઘ છે અને કબીર તો મારા જોવામાં આવતા નથી. ત્યારે બાદશાહના મનને નિશ્ચય થયો કે આ પુરૂષ કોઈ અજાયબ મહાત્મા સત્-પુરૂષ છે એમ બાવન કથની એટલે બાવન ફેરા કબીર સાહેબની પરીક્ષા કરી. પછી છેવટે કબીર સાહેબને કહ્યું, સાહેબ આપને મેં અનંત દુઃખ દીધું છે માટે આપ મને શ્રાપ આપો ત્યારે સતપુરૂષ કબીરસાહેબ કહેવા લાગ્યા કે શું અમો જગતમાં શ્રાપ એટલે જગતને દુઃખ દેવા આવ્યા છીએ શું? પણ નહીં અમો તો દુઃખદાયક નથી પણ સુખદાયક છીએ, માટે હે બાદશાહ અમને તો કોઈ પ્રકારે વિકાર ન છતાં અમો તો નિરવિકારી છીએ

અને વળી બંદી છોડ છીએ, માટે જા ભક્તિ કર અને આત્માને તાર અને આવ્યો છે ત્યાં ગુરૂ કરીને પહોચાડ તો આ લેખ લખનાર બે કર જોડી કહેવા માગું છું કે આપણા કબીરસાહેબ આવા દયાળુ અને તારનતરન અને અક્રોધી, અકામી, અલોભી, અજર અમર અવિનાશી આપણા ધાર્મિક ગુરૂ કબીરસાહેબને ઘણા ખરા લોકો ભક્ત કહેવા માગે છે; ઘણા ખરા લોકો જુલાહા પણ કહે છે તો આપણા ધામીર્કોને કંઇ બોધ કરો અગર સતજ્ઞાન સમજાવો અને અનાદિના અંધારાથી નીકળો અને તમારી અનાદી નિંદમાંથી ઊઠો, તમારી સેજ પલંગને છોડી જીવોને ચેતાવી અને તમારા આત્માને સમજાવી સત્યની સીડી પર ચડો. અરે અફસોસ છે કે હું કેટલાક ગામોમાં ફરૂં છું. હું કહું છું કે તમો કોણ ધર્મને અંગીકાર કરો છો તો મને ઘણા ખરા લોકો એમ કહેવા માગે છે કે અમો તો કબીરપંથી સેવક છીએ. અરે જરા વિચાર તો કરો કે પંથ નામ રસ્તો. પંથ પંથ પુછતાં ગામ આવે નહીં અગર ગામ આવે તો તેને તો રસ્તાનું કામ છે અને ગામનું કામ છે નહિ માટે રસ્તામાં ચાલતાં ચાલતાં પાણી, અન્ન વિના પ્રાણનો નાશ થાય છે માટે હે ધાર્મીકભાઈઓ પંથી કહેતાં નહી અને કબીરસાહેબના સત ઉપદેશી છીએ એમ કહો અને કબીર સાહેબ એક સાખીમાં કે છે કે—

સાખી.

પંથ દેખ્યા પંથુડી દેખી, સબ પીતલકા ઢાળા,
સતગુરૂ મીલીયાં સાંઇયા તો, છોડ દીઆ સબ ચાળા.

તેમ અનાદી પ્રવાહ પંથ છે અને સતજ્ઞાન દરીઆ રૂપી કબીર સાહેબ છે તો તેમને પરખો અને તમારી કુબુદ્ધિ આવરણ અજ્ઞાનને દુર કરો. અને ચીત્તમાં સતગુરૂનો ચટકો લગાવો અને મોક્ષ માર્ગ મેળવો અને ભક્તના શત્રુઓને દુર કરો કેવા કે જાતી, વિદ્યા, કુળ, યુવાવસ્થાને દુર કરો. કેવું કે કબીર સાહેબનું શું કહેવું છે.

સાખી.

કામી ક્રોધી લાલચી, ઉનસે ભક્તિ ન હોય;
ભક્તિ કરે કોઇ સુરમા, જાત બરન કુલ ખોય.

સાખી.

સંતકી જાત ન પુછીએ, ઓર પુછીએ સબ જ્ઞાન;
નીકલ જાય તરવારડી, પડયા રહેગા મ્યાન.

માટે સાધુ અગર સંત સાહેબનો કશો ભેદ ન રાખતાં તેમનું સેવન કરો, અને તેમની પાસેથી મોક્ષ કેવી રીતે મળે, જ્ઞાન કેવી રીતે થાય, એવું પુછી તમો શ્રવણ મનન નિદિધ્યાસન કરો અને ગુરૂમાં અગર સંતમાં ભિન્નતા ન માનતાં તેમની સેવા કરો. તેવી ગુરૂસંતમાં ભિન્નતા માનનાર માણુસની મોક્ષ ગતી નથી. કેવી રીતે કે જેમ દુધમાં

અગર ઘૃતમાં ભીન્નતા નથી, તેમ ગુરૂસંતમાં ભીન્નતા નથી. માટે એક સ્વરૂપ માનવા યોગ્ય છે. તે એક સ્વરૂપ માનનાર પ્રાણી, સાહેબનો હંસ મનાય છે અને તે હંસગતી પામેલો માણુસ હંસ કહેવાય છે.

શિષ્ય–ભક્તિ કેવી મોટી છે.

ગુરૂ–ભક્તિ એક ગીરીપર્વત જેવી છે. કેવી રીતે કે ભક્તિ પર્વત જેવી કહેવાનું કારણ એ છે કે જેમ પર્વતમાં જઈ કોઇ માણુસ ખોટું કર્મ કરે તો જગત દેખતું નથી તેમ આ જગતમાં ભક્તિ રૂપ પર્વતનું બાનુ ધારણુ કરી આ જગતમાં ઘણુા વેશધારી સાધુ અનેક પ્રકારનાં કર્મ કરે છે. પણુ ભક્તિની છાયાથી જગત બિચારૂં તેને શુદ્ધ માને છે, અને તેવા સાધુને પવીત્ર માની બહુજ પ્રેમ ભાવથી સેવન કરે છે.

શિષ્ય—હા સાહેબજી, હું આપના પુજ્ય ચરણુના પ્રતાપથી જાત્રા કરવા સારૂ નાસક ત્રંબક તથા રેવાજી કબીર વડતરફ અધીક માસ હોવાથી ગયો હતો. ત્યાં આપણુા ધાર્મીક મહંત સાહેબ પોતાની ગાદી ઉપર બીરાજમાન થએલા હતા, હું તેમની પાસે જઇ નમ્રતા પુર્વક બંદગી કરવા લાગ્યો પણુ મહંત સાહેબ ઘણુા ભયંકર અફસોસમાં બેઠેલા હતા તેમણે કંઇ મારી બંદગી ઉપર ધ્યાન આપ્યું નહિ ત્યારે મેં એકદમ જોસથી બોલી

બંદગી કરી છતાં મહંત સાહેબ બોલ્યા નહિ. તે છતાં ન બોલતાં મેં તેમને ન બોલવાનું કારણ પુછ્યું. કે સાહેબ આપ મારી બંદગી ઉપર ધ્યાન ન દેતાં અફસોસ રહેવાનું કારણ શું છે?

મહંત સાહેબ બોલે કે હમારે ગુરૂ જબ ગુજર ગએ ઉસ રોજબી હમકો ઈતના અફસોસ નહીં હુવા થા.

ત્યારે શીષ્ય બોલ્યા—શું સાહેબ એવું મોટું શું વિઘ્ન થયું છે જેથી ગુરૂ ગુજરતાં આટલો અફસોસ ન થતાં આજે થયો. તેનું કારણ આપ પુરેપુરૂ સમજાવવા આ દાસ પર કૃપા કરો. ત્યારે મહંત સાહેબ બોલે, દેખો ભાઈ આજ હમારે મંદીરકી એક સેવકાણીથી ઓ બડી મંદીરકી સેવા ટેલ ઉઠાતીથી ઓર મંદીરમેં પૈસે ઓર ભોજનબી દીઆ કરતીથી ઓ સેવકાણીકી એક લડકી બોત પ્રેમીથી ઓર અપને દીવાન સાહેબસે બોત પ્રેમ રખતીથી ઓ આજ પ્લેગ હોનેસે આજ મર ગઈ, ઊસકે લીએ હમ બડે અફસોસમેં હૈ, ઓ બોત બુરા કામ હુવા. ત્યારે શીષ્ય કહે, શું તમારા ગુરૂ કરતાં સેવકાણી વધારે એમ મને લાગ્યું ત્યારે મહંત સાહેબ બોલે, અમારે ગુરૂ બડે બીચીક્ષણ થે કયુકે જબ તબ આય શરીર રહા વહાં તલક હમ મંદીરમાં કબી નમસ્કાર આતે નહી ઓ બડે કોધી થે ઊસ લીએ હમ યહાં ઠેર સકતે નહી થે ઓર ઊનકે

ગુજરનેકે બાદ હમ આકર ગાદી પર બેઠે ઔર દેખો કેસા ઠાઠ મચાયા હય. ત્યારે શીષ્ય કહે—જ્યાં સુધી તમારા મનને ઠાઠ માટે અગર વીષયને લીધે સેવક સેવકાણીઓ રહી ત્યાં સુધી તમારી મોક્ષ ગતી થવાની નથી એ તમે નક્કી માની લેજો જેમ કબીર સાહેબે કહ્યું છે તે આજે મને ખરૂ લાગ્યું.

સાખી.

ગુરૂ પશુ નર પશુ, તરીયા પશુ પશુ સકલ સંસાર;
કહે કબીર સો પશુ નહી, જાકો વીમલ વિચાર.

આ જગતમાં જ્ઞાન વગર અગર વિષય આવરણથી ભરેલા ગુરૂ પશુ સમાન છે. વળી નરનામ પુરૂષ જે પુરૂષને પુરા ગુરૂ મળ્યા નથી અગર આત્માનું ભાન સંપાદન કર્યું નથી ત્યાં સુધી નર પણ પશુ સમાન ગણાય છે. ત્રીયા નામ સ્ત્રી, સ્ત્રીને પોતાના પતી છતાં પરપુરૂષની સાથે વીષયમાં સુખ માની આનંદ પામે છે. અગર પોતાની કુબુદ્ધિનાં જાંખરાં દુર ન થએલી સ્ત્રી પણ પશુ સમાન છે. વળી સંસાર પશુ કહેવાનું કારણ છે કે, શું કરવાનું છે અને શું કરે છે, શા માટે મોકલ્યો છે અને શું કામ આદરી બેઠો છે અને નુગરાપણાથી દુર થતા નથી. માટે આ સંસાર પણ જ્ઞાન શિવાય સદાને માટે પશુ સમાન છે. વળી કબીર સાહેબનું કહેવું છે કે જેને વિચાર, વિવેક,

વૈરાગ્ય છે, વિમલ નામ શુદ્ધ વિચાર જેના મનને થાય છે તે આ જગતમાં શાણો તથા ડાહ્યો છે અગર તે જ્ઞાની છે. વળી આ જગતમાં જેમ ભમરો ગમે તેવા લાકડાના પાટડામાં પેસે તો તેને છીદ્ર પાડી ખરાબ કરી નાખે છે. પણ જો કમળના પુષ્પમાં પેસે તો પોતાનામાં એટલી સત્તા ચાલતી નથી કે તે કમળના પુષ્પમાં બંધાઇ ગએલાને ચીનાઇ કાગળ જેટલા પડ કાપવાની સત્તા નથી. તેમ આ જગત કમળના પુષ્પ માફક છે અને આ આત્મા માંહી ભમરારૂપી ગુંથાઈ ગએલો છે તે સતગુરૂના જ્ઞાન શિવાય પોતાના જ્ઞાનથી તે કદાપીકાળે વિરક્ત થતો નથી. આ આત્મા પોતાની ખરી ગતિ જાણતો નથી. જે ભૂમિકા પર આવ્યો છે તે ભૂમિકાની ખબર ભુલી ગયો છે માટે તે ભૂમિકા ઓળખવા માટે સત્સંગ કરી પોતાના મનવિકાર દુર કરો અને પોતાનું ખરૂ સ્વરૂપ પીછાણો, નહિ તો ચોરાશી યોનીમાં જઇને મહા દુખો ભોગવવામાં પડશે, જેવાં કે આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. અનેક પ્રકારના જીવો કેવાં કેવાં દુખો ભોગવે છે તેવી રીતે આ આત્માને ભોગવવાં પડે તે ઠીક નહિ. માટે જાગો અને મત સુવો. તમારા અજ્ઞાનની ભીંત પાડી નાખો, તમારૂં અજ્ઞાનનું અંધારૂ દુર કરો અને જ્ઞાનરૂપી મસાલ પ્રકટાવો. જયાં સુધી તમારા ઘરમાં દીપક નહી થાય ત્યાં સુધી તમારા મકાનનું અંધારૂં દુર થશે નહિ.

જ્યાં. સુધી તમો પુરી પારખપર ઊભા નહિ રહો ત્યાં સુધી તમારૂ ખોયેલું ધન મલવાનું નથી. ધન કહેતાં આપણને મોક્ષ આપવાવાળું આત્મજ્ઞાન રૂપી ધન ખોવાયું છે તે ઢુંઢો અને સોધો તો જેમ કબીર સાહેબનું કહેવું છે કે—સંતો ભુલ કીઓ ખત પારખ મેરે ભાઈ—તેમ અનાદી કાળનો આ આત્મા ભુલ થએલી જીવ ગતીને પામ્યો છે. માટે તેના ખરા સ્વરૂપને લાવો જેથી તે ચોરાશી યોનીમાં ફરવા પામે નહિ અને એવાં ચોરાશી યોનીનાં અનેક દુઃખો ભોગવવાં પડે નહિ. જેમ જ્ઞાન વગરનો માણુસ પશુ સમાન છે. અરે પશુ તો સારૂ—કે જેને ખાવા પીવાનું ભાન છે. કાંઈ ખોટું કર્મ તો કરતું નથી અને જ્ઞાન વગર મનુષ્યપશુ તો અનેક કર્મ કરે છે અને પક્ષી કર્મ, અશુભથી દુઃખ પામે છે અને પછી પરમાત્માનો દોષ કાઢે છે. પણ પરમાત્મા તો તમારૂ ખોટું કરવા ઇચ્છતા નથી પણ તમારા કર્મવડે ખોટું થાય છેઃ એજ. કાંઈ થએલી ભુલ વિષે માફ માગું છું. એજ

લી.

મહંત અલુદાસ સાહેબજી.

# જાહેર ખબર.



સદ્ગૃહસ્થો,

આ નીચે લખેલાં પુસ્તકો થોડાજ વખતમાં છપાઇને બહાર પ્રડશે. જેની અંદર આત્મજ્ઞાન વિષે કેવળ ખરેખરી વાતો સમજાવવામાં આવી છે અને આ પુસ્તકો એટલાં તો ઉત્તમ છે કે દરેક સેવકે એક એક નકલ ખરીદવી જોઇએ.

પુસ્તકનાં નામ.

૧. અથ શ્રી સદ્દઉપદેશ.

૨. ઉત્તમ બોધ પ્રકાશ.

૩. સત્સંગ ઉપદેશ.

મળવાનું ઠેકાણું,

દેસાઈ રણછોડલાલ જીભાઇ

અગર

અલુદાસ સાહેબજી.

રાયપુર દરવાજા બહાર ન્યુ કોટન મીલની સામે,

અમદાવાદ.

# સત નામ.

## ભજન—ધોળ.

સત નામનું સ્મરણ સાચું,
અડચણ કાંઇ ન આવે જોને;
મરજાવા કોઈ સતજન માણે,
સતલોક સીધાવે જોને. સત૦
જેમ વૃક્ષમાં છાંય રહી છે,
તેવા સાહેબ સાથે જોને;
સંત જનમાં તેવા રહ્યા છે,
એવા નહીં તે હાથે જોને. સત૦
જેમ દુધમાં ઘૃત રહ્યું છે.
તેવા સાહેબ જોડે જોને;
સતગુરૂનું જ્ઞાન લઇને,
સ્થીર થઇ બેસો ઘોડે જોને. સત૦
અજ્ઞાન આવરણ દુર હઠાવો,
પરખો પુરણ પ્રેમ જોને;
જલ મચ્છીથી પ્રીતી જેવી,
નીરખો રાખી નેમ જોને. સત૦
સેવા કરવી સંતની સાથે,
ચિત્ત રાખો ચોખું જોને;
કાયા નગરનો ખોટો ગારવો

ખાલી રહે છે ખોખું જોને. સત૦
નીરખીં કાળથી રહેજો ન્યારા,
સારી રાખો શુદ્ધિ જોને;
અબુદાસ મન આનંદ આવી,
બળવંત રાખો બુદ્ધિ જોને. સત૦

---

## ભજન. ૨

મોકો રોકનવાળા કોન—એ રાગ.

હમારા અસલ ભેખ હમારા,
તુમ કયા જાનો હો;
નહિ હમ સાધુ નહિ સંન્યાસી,
નહિ બ્રહ્મ નહિ ભગતાના;
અલક નામસે લેહ અમારી,
હમતો આસક મસતાના, તુમ કયા જાનો હો.
નહી હમરે જોલી નહી હમરે જંડા,
નહી રખતે પાવડી ધુના;
નહી મંદીરમેં નહી કછુ મુરતી,
નહી આસન બેઠે સુના. તુમ કયા જાનો હો.
નહી હમ જ્ઞાની નહી હમ ધ્યાની,
નહી હમ સીદ્ધકા બેટા;
નહી હમ આગળ નહી ગુરૂ પાછળ,

નહીં નજીક ઓર છેડા. તુમ ક્યા જાનો હો.
નહી હમ જાત બરન કછુ નાહી,
હમે કછુ જાતકી માંઇ;
અલુદાસ સત ગુરૂ કે ચરણે,
જહાં જાનો વહાં તાંઇ. તુમ ક્યા જાનો હો.

---

## ભજન.

નારણ જાનકે હીરદેમેં. એ રાગ.
સત જ્ઞાનને ગટમાં શોધી,
જાણા થઇને જુવો ને જુવો;
આફત છે મરણની આવી;
શું સમજીને સુવો શું સુવો. સત જ્ઞાનને.
પરપંચ તારા ઉભા છે પંડમાં;
માને તો જાણે મુવો તું મુવો. સત જ્ઞાનને.
આવો વખત ફરી ન આવે;
ખબર રાખો ને ખુવો શું ખુવો. સત જ્ઞાનને.
જ્ઞાન વિનાનો આયુષ્ય ગમાયો;
ચોરાસી જઇને હુવો શું હુવો. સત જ્ઞાનને.
અલુદાસ સત ઓખજ આપે;
ચીત્તમાં ભક્તિ ચુવોને ચુવો. સત જ્ઞાનને.

---

## ભજન.

'રાગ ઉપરનો.

તારા માંને પોતે તું છે,
કંઈક વિચાર કરી લે કરી;
દીપકમાં જેમ પ્રકાશ દેખે,
એમ હૈયામાં હરી છે હરી. તારા માંને.
ખોજત ખોજત કાયા ખોજે,
ખબર પડી તો ખરીરે ખરી. તારા માંને
સતસંગતકી વાત સમજી,
દુષ્ટ કર્મથી ડરી લે ડરી. તારા માંને.
ભજન ભાવને સંતની સેવા,
તરત ભવસાગર તરી લે તરી. તારા માંને.
અલુદાસ તુ ખોજત આતમ,
ફરે ન ચોરાશી ફરી ને ફરી. તારા માંને.

સબ સંતકો બંદગી.

